The Most Ammusing

# FABLES

Of

# GAPPIDASS

Part 1

Compiled By

NANALAL MAGANLAL
Shah.

AHMEDABAD

Printed at the "Hindustan Prin
ting Press" By Wanmali
Ladha Modee.

1888.



Price 0 - 1 - 0 Anna.

અતિ રમુજી

# ગપ્પીદાસની ગપ્પ.

**ભાગ. ૧ લો**

શોખીલા સજ્જનોને વાસ્તે


રચનાર.

**શા. નાનાલાલ મગનલાલ**



છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા. મોહનલાલ માણેકલાલ**

અમદાવાદ

"હિંદુસ્તાન પ્રીંટીંગ પ્રેસ" મા

વનમાળી લાધાએ છાપી

પ્રસીદ્ધ કરી.

સંવત ૧૯૪૪. સન ૧૮૮૮.

કીમત—૦—૧—૦

ટપાલ ખર્ચ મંગાવનારને શીર છે.

# ગપ્પીદાસની ગપ્પ.

## ભાગ ૧ લો.

## સ્તુતી.

### પદ.

( પુર્ણ થયો છે ખેલ, સજ્જનો પુર્ણ થયો છે ખેલ. )એરાગ

રહાય થજો કીરતાર,
પ્રભુજી, રહાય થજો કીરતાર. ટેક૦
તુજ ગુણ મહીમા છે અતિ મોટો,
પામે નહીં કો પાર. પ્રભુજી૦ ૧
રાય રંક પલ માંહી બનાવે,
રંક રાય નિરધાર. પ્રભુજી૦ ૨
અકળ કળા કળી કોઇ શકે નહીં,
તું સ્રષ્ટી ભરતાર. પ્રભુજી૦ ૩
વિધન પડે કોઇ વખતે,
તુંજને, યાદ કરૂં સરદાર. પ્રભુજી૦ ૪
અલ્પમતિએ કાર્ય કર્યું છે,
તું જસનો દાતાર. પ્રભુજી૦ ૫

—:૦:—

# અંક ૧ લો.

## પ્રવેશ.

### ( બાપ દીકરાનું અરણ્ય જોવા નિકળવું ને ત્યાં તેમનું હરણ થવું. )

અહસ્થો એક દીવસે સુર્ય અસ્ત પામતી વખતે આપણા નાટકના નાયક મી૦ **ગપ્પીદાસ** પોતાના શુરા લાડકા છોકરાને પોતાની સાથે લેઇ અરણ્ય જોવાને માટે શેહેરના શરીઆગ રસ્તાની બાજુઓ પર આવેલી ઉંચી આકાશ સાથે વાતો કરતી સુશોભિત રંગની હવેલીઓ નિહાળતાં નિહાળતાં દરવાજા બાહાર ચાલી નીકળ્યા, અને વનની અંદર જઈ એક સુંદર ઊંચી અને રમણીય દેખાવવાળી ડુંગરીપર જઇ પહોંચ્યા. તે વખતે સુર્ય અસ્ત પામતો હોવાથી ડુંગરીના આસપાસનાં ઝાડ, ફળ, ફુલ, અર્થાત સર્વ સ્થળ અતિ આનંદદાયક બની ગયું છે. તેથી મી૦ ગપ્પીદાસનો શુરો પુત્ર તેના બાપને નિચે પ્રમાણે પ્રશ્ન પુછવા લાગ્યો.

**શુરો**—પિતાજી ! સુર્ય આ દુનિયાને પોતાના સુવર્ણ રંગીત વસ્ત્રો પહેરાવી પરલોક સિધાવે છે કે શું? અથવા તો આ ડુંગરીનો પ્રવાહ એવોજ હશે કે તેથી આ સર્વ દુનીયા સોનેરી રંગથી દાપી ઉઠે છે ?

**ગપ્પીદાસ**—હે પુત્ર! એ સઘળાનું કારણ એમ કે પ્રભુ પોતાની અકળિત કળા આ દુનિયાના સર્વે પશુ પક્ષી,

તથા પ્રાણીને દર્શાવે છે.

**શુરો**—પિતાજી! એ કળા દર્શાવવાનું મુખ્ય કારણ શું હશે?

**ગપ્પીદાશ**—હે પુત્ર ! તેનું કારણ માત્ર એટલુંજ છે કે જેમ સુર્ય અસ્તપામતી વખતે સર્વેને શુશોભિત બનાવી મુકે છે. તેમ તું તારા દેશનું, તથા તારા દેશના લોકોનું ભલું ઇચ્છ. કારણકે આ પરપોટા જેવી દેહનો બિલકુલ વિશ્વાસ નથી માટે તું તારા દેશનું ભલું ઇચ્છવાના ઉપાયો કર. તારી અસ્થીર દેહનો બિલકુલ વિશ્વાસ ન કરતાં જે કરવું હોય તે હમણાં સ્વસ્થ થઇને કરી લે! કાલનો વિશ્વાસ રાખી બેશી રહીશ નહીં. એવું પરમેશ્વર પોતાની કળાથી બતાવે છે.

આવી રીતે બાપ દીકરો મન વેગી ગોળા ગબડાવે છે. એટલામાં આકાશમાંથી એક સુંદર ચેહેરાવાળી બે પાંખોવાળી પરી તેમની તરફ આવતી તેમને માલમ પડી. અને છેવટે તે પરી તેમની સામે આવી ઉભી રહીને નીચે પ્રમાણે બોલીઃ-

**પરી**—હે માનવી જાત ! તું મારી સાથે લગીર પણ વિલંબ ન કરતાં મારા પ્રિય શેહેજાદા પાસે ચાલ કારણકે તેમણે તને તાકીદથી બોલાવ્યો છે.

**ગપ્પીદાસ**—હે પરીજાત ! હું તમને બિલકુલ ઓળખી શકતો નથી. તેથી હું તમારી જોડે આવવાને ઘટિત વિચાર તો નથી.

(એટલામાં પાછળથી એક ચુડેલોનું મોટું ટોળું આવતું પરીની દ્રષ્ટિગોચર થયું તેથી તે આપણા પ્રિય મિ૰ ગપ્પી

દાસને લેઇ આકાશ તરફ ઉડી ગઇ.)

પ્રિય વાંચનાર તમે સબુર કરો કારણ આપણા પ્રિય ગપ્પીદાસને તો પરી લેઇ ગઇ પણ તેનો પુત્ર કે જેનું નામ શુરો હતું તેની શી વલે થઇ તે પહેલાં વાંચો.

જ્યારે ગપ્પીદાસને પેલી પરી ઉપાડી આકાશ તરફ લેઇ ગઇ તે વખતે તેનો પુત્ર જેનું નામ શુરો હતું તેણે પુષ્કળ કલ્પાંત કરવા માંડયું. માથું પછાડવા લાગ્યો અને પોતાના જીવને અત્યંત હેરાન ગતીએ પોહોચાડવા લાગ્યો, અને છેવટ તે નિચે પ્રમાણે ગાયન બોલ્યો.

( લાડકવાયા બાળ તું ) એ રાગ.

અરેરે પ્રભુ હવે શું કરૂં, કહાં જાઉં હું આજ;
તુજ કૃપાની નજર કરી, જાણ માહરી દાઝ—અરેરે૦
માત પિતાથી છુટો પડયો, રહયો એકલો રાન;
કાંઇ ઉપાય સુઝે નહીં, કેમ ના ધરે કાન.—અરેરે૦
દુઃખ હરતા તુજ નામ છે, કામ કેવું તેં કીધ,
સ્વપ્નામાં સુખ નવ દેખું હું. દુઃખ છે વિધવિધ—અરેરે૦
કોણ હુંને વળી શું થયું, આ શા માહરા હાલ;
અતિશય દુઃખમાં આજ છે, બાળની તું સંભાળ—અરેરે૦
પાપજ મુજ થકી જે થયાં, તે તું કરજે માફ;
આતમ હત્યાથી મરૂં હવે, દેજે મારી તું ખાપ—અરેરે૦

ગાયન બોલી રહ્યા બાદ પોતાનો પ્રાણ કાઢવા તૈયાર થયો—એટલામાં પાછળથી આવતું ચુડેલોનું મોટું ટોળું એક

દમ આવી પહોચ્યું ને શુરાને તરેહ તરેહની વાતો કરી તેના મનનું સમાધાન કરાવ્યું, અને તે ચુડેલ્લો શુરાને પોતાના રેહેઠાણ ઉપર તેડી ગઈ, ત્યાં તેને ઘણી ઘણી રીતે સમજાવી તેને તદન શાંત કરી નાંખ્યો! અને તેને માટે સર્વેવાતની સગવડ કરવા મંડી ગઇ, અને શુરાને માટે એક વિદ્યાધર ભણાવવા રાખ્યો, ને શુરાને પુષ્કળ રીતીએ કરી જ્ઞાનમાં પ્રવીણ કરવાની તે વિદ્યાધરને સુચના કરી.

—:o:—

## અંક ૨ જો.

### પ્રવેશ

### (" રાજાનું દીવાન ખાનું અને તેમાં ગપ્પીદાસનું પરી શાથે પધારવું ")

શેહેજાદા—પરમપ્રિયા ! મારી વાહાલી અર્ધાંગના આજ આપણી પરીને મેં જે કામ સારૂ મોકલી છે, તેને આજે આવતાં આટલો બધો વિલંબ થવાનું મુખ્ય કારણ શું હશે?"

રાણી—મારા પ્યારા સ્વામિનાથ! આજે આપે આપણી પરીને શા કામે મોકલી છે, અને તેનું શું કારણ છે તે મને અથથી તે ઇતિ સુધી કહી સંભળાવો?

શેહેજાદા—મારી પ્યારી ! તું આટલી બધી અધિરી ન બન, ને તારા મનને શાંત કર; હું તને તે વાત વિશે પુષ્કળ રીતે માહીતગાર કરૂં છું.

**રાણી**—ત્યારે સ્વામીનાથ ! તે વિશે તમે વિલંબ ન કરતાં જલદીથી મને તે વાત વિશે વાકેફગાર કરો કે જેથી કરીને મારૂં મન શાંત થાય.

**શેહેજાદા**—પ્યારી સાંભળ કે આજે જ્યારે રાજ સભામાં ગયો ત્યારે મેં એવું સાંભળ્યું કે એક મી૰ "ગપ્પીદાસ" કરીને માણુસ છે. તે પોતાનો ખરો હેવાલ કોઇને ઝાહેર કરતો નથી માટે આજે તેને મારી પાસે બોલાવી તેનો ખરો હેવાલ જાણુવાની ઇચ્છા થવાથી તેને તેડી મંગાવ્યો છે. કારણુ કે દુનિયામાં એવા પણુ માણુસ પડયા હશે કે જે પોતાને ખરૂ અને સાચું બોલવાનો નિયમ લીધો હશે કે જેથી પોતાનો કડપ ખશી જાય નહીં.

(આ પ્રમાણે રાજા રાણી દિવાન ખાનામાં વાતો કરે છે એટલામાંતો પરી મી૰ "ગપ્પીદાસ" ને રાજાની સમક્ષ ઉભો રાખી પોતે આકાશ તરફ ઉડી ગઇ.)

**ગપ્પીદાસ**—મહારાજા ધિરાજ મને આપણી પક્ષ અહીંઆં કેમ લાવી, અને અહી લાવવાનું કારણુ શું તે વાત વિશે મને આપ પુર્ણુ રીતે માહિતગાર કરવાની તસ્દી મેહેરબાની કરી લેશોજી એમ કરી બાજુપર પડેલી ખુરશી ઉપર જઇ બેઠા.

**શેહેજાદા**—"મિ૰ ગપ્પીદાસ!" મારે તમને અહિં બોલાવવાનો સબબ એ છે કે મારે તમારા ખરા વૃતાંતથી વાકેફગાર થવું છે, માટે જો તમે મને તમારો ખરો વતાંત આ-

હેર કરશો તો હું તમને ખુશી અને સુખી કરીશ પણ એટલું તો યાદ રાખજો કે તેમાંથી કોઇ પણ ભાગ તમારા નામ પ્રમાણે વર્ત્યાનો માલુમ પડશે તો તમને અવળી ઘાંણીએ, અથવા તો તોપને ગોળે ઉરાડી દેઇ તમારો જીવ લઇશ, એટલા સારૂ તમારો ખરો વૃતાંત મારી આગળ જાહેર કરો જેથી હું તમને ઉપરના વચન પ્રમાણે સુખી અને ખુશી કરી નાંખું.

ગપ્પીદાસ—માહારાજા ધિરાજ! જો તમારે મારો ખરો હેવાલ જાણવો હોય તો આવતી કાલે આપના રાજ્ય દરબારમાં આપને નિવેદન કરી સંભળાવીશ માટે કાલે તે વિશે ભાષણ આપવામાં આવશે.

રાજા તો "ગપ્પીદાસ" નો આવો જવાબ સાંભળી ઘણા ખુશી થયા અને પછી "ગપ્પીદાસ" ને માટે રસોઇ કરવાને બ્રાહ્મણને ફરમાવ્યું ને "ગપ્પીદાસ" ને ઉતરવાની સગવડ કરાવી આપી.

—:o:—

## અંક ૩ જો.

### પ્રવેશ

### (રાજાનો દરબારમીં ગપ્પીદાસનું ભાષણ ને તેને પ્રધાનવટી મળવી વિગેરે.)

બીજે દીવસે મુકરર કરેલા વખતે સર્વ દરબાર ભરાયું છે, પણ તેમાં આપણા મિ૦ "ગપ્પીદાસ" અને રાજાનુ

આસન ખાલી પડેલું હતું. પરંતુ થોડીવાર થઇ એટલે લોકો શાંત થયા .પ્રધાન અને વિદ્વાનો હુંશીયારીમાં આવવા લાગ્યા વિગરે રાજાના પધારવાનાં ચિન્હ માલમ પડયાં એટલામાં તો નેકી પોકારનાર શિપાઇ દરબારમાં આવી પહોંચ્યો એટલે સર્વે કોઇ ઉભા થઇ રાજાને દંડવત પ્રણામ કરી રાજા પોતે આસનપર બેઠા એટલે સર્વે કોઇ પોત પોતાને સ્થાનકે ચુપકીથી બેશી ગયા.

સર્વ કોઇ શાંત થયું એટલે રાજાએ મી૦ 'ગપ્પીદાસ' ને ભાષણ કરવાનું ફરમાવ્યું. એટલે તુરત તેણે ઉભા થઇ પોતાનું ભાષણ શરૂ કરવા માંડયું.

ગ્રહસ્થો !!! તમે જે કારણને માટે આવ્યા છે તે વિશે મને ખબર છે માટે હવે મારા ખરા વૃતાંત તરફ તમે ધ્યાન આપો.

ભાઇઓ હું પેહેલાં રાજાનો કુંવર હતો. પણ મને જેમ અહીં પરી ઉપાડી લાવી તેમ મારા પિતાના રાજમાંથી એક રાક્ષસ મને ઉપાડી આકાશ માર્ગે થઇને એક પાહાડમાં તેની ગુફા હતી, ત્યાં લઇ ગયો ત્યાં જતાંવાર તેણે મને એક ઢોલડીપર સુવાર્યો, તે વખતે મારી ઉમર વરસ ૭ની હતી, તેથી હું કાંઇ સમજતો નહી હતો કે મને તે ત્યાં કયાંથી લાવ્યો અને કયાં લઇ જાય છે. પણ મને માત્ર એટલી તો ખબર પડી કે તે પૃથ્વી ઉપરથી ઊપાડી આકાશ માર્ગે ચડી ત્યાંથી પાહાડમાં લઇ જઈ પોતાની ગુફામાં બેસાડયો. આથી વ-

ધારે જ્ઞાન ધરાવવાને આપણને જરૂર નહી હતી, તેમ આપ-
ણી પાસે તેટલું જ્ઞાન પણ નહી હતું માટે હું તો ચુપકીથી
ત્યાં કાંઇ પણ બોલ્યા વગર બેસી રહ્યો, એટલામાં તે રાક્ષ-
સની દાસી અને તેની સ્ત્રીએ આવી મને ઘણા વ્હાલથી ઉ-
ચકી લીધો. ને તે પોતાના દીવાનખાનામાં મને લઇ ગઇ ને
ત્યાં મને કાચના તરેહ તરેહના રમકડાં રમવા આપ્યાં, પણ તેની
સાથે વધારેમાં એક મડમની પુતળી પણ મને રમવા આપી
તેથી હું તો ખુશી રહેતો હતો, એમ કરતાં કરતાં છ મહીના સુ-
ધી રહ્યા પણ આપણે તો ઘરનું નામ પણ સંભારયું નથી.
કારણકે આપણને અહીયાં કશી વાતે દુઃખ હતું નહીં. કામ
માં માત્ર એટલુંજકે બે વખત ખાવું, ને આખો દિવસ રમ-
વુ, ને સવારે તથા સાંજે બાગમાં સુગંધીદાર પુષ્પોનો હા-
ર પેહેરતાં. આવી રીતે અમે તો ઘણા દીવસ મોજ મજા મારી
પણ એકે અક્ષર શીખ્યા નહી, તેથી રાક્ષસ વિચારમાં પડયો.
તેથી તેણે મારે માટે એક માણસ ભણાવવા રાખ્યો, અમે તો
તેની સાથે પણ હળી ગયા અને એક અક્ષર પણ શીખ્યા નહી
પણ તેથી રાક્ષસ ક્રોધે ભરાયો, તેથી અમે જે રસ્તે આવ્યા
હતા તેરસ્તે પાછા રાક્ષસે અમને અમારા પિતાજીના રહેઠાણમાં મુકી
ચાલ્યો ગયો. રાક્ષસ ગયો કે તુરત હું મારી માતાની પાસે જ
ઇ તેમને મળ્યો હું મારા પિતાજીની દ્રષ્ટિગોચર થયો કે તુરત
તેઓએ મારી સામા એકવાર તો ટગર ટગર જોયા કીધું,
પછી જયારે હું તેમની કોટે વળગી પડયો કે તુરત તેમ

ને મને હર્ષના આંસુથી નવરાવી નાંખ્યો પછી તેઓ ભોજ નશાળામાં રસોઇ તૈયાર થઇ હતી ત્યાં જઇ અમે બન્ને જણાએ ભોજન કીધું ને ભોજન કરી રહયા બાદ થયાં પાન સોપારી ખાઇ અમે લુગડા પેહેરી રાજદરબારમાં થયા બાદ, પાલખીમાં બેસી અમે બન્ને જણા રાજસભામાં પધારયા, ને ત્યાં ગયા બાદ સર્વ સભાએ અમને માન આપી પોત પોતા ના સ્થાનકપર બીરાજયા, ને ત્યાં ઉભી રાખેલી નાયકાઓનો ના ચ શરૂ થવા માંડયો, ને નાચ જ્યારે પુરો થયો એટલે તેમને ઇનામ આપી મારા પિતાએ કેટલુંક રાજદરબારી કામ કરા વી રાજસભા બરખાસ્ત કરી અમે બન્ને જણા પાછા રા જમંદીરમાં પધાર્યા, ને ત્યાં જઇ પોશાક ઉતારી બેઠા એટલે તુરત દાસી જમવા તેડવા આવી, એટલે અમે ત્યાં ગયાને ભો જન કર્યા બાદ અમે અમારા દીવાનખાનામાં ગયા ને ત્યાં હું તો સુઇ રહયો તે ઉંઘી ગયો તે પાછો સવારમાં ઉઠયો ને મારા મિત્ર મંડળને તેડાવી તેમની ડેજે વાત ચીત કરવા મંડયા એ વી રીતે સુખ વૈભવમાંને મોજશોખમાં પોતાનો કાળ નિગ ગન કરવા લાગ્યો, એમ કરતા કરતાં આશરે પાંચ વર્ષમાં સર્વે વ્યસનોમાં પણ પ્રવીણ થયા.

એક દિવસે સંધ્યાકાળને સમયે સુર્યનાં અસ્ત થઇ જવાથી ચંદ્રમાનો કયારેક કયારેક પ્રકાશ માલુમ પડતો હતો, ને તેની આશપાસના તારાઓ પણ પોતાના પ્રકાશથી સર્વ કોઇને આ નંદ પમાડતા હતા. પવન પણ મંદમંદ શીતળતાથી ઠીક *

પાટો આપતો હતો. કુદરતની આવી રચના જોઇ મારૂ મન નગર ચરચા જોવા તરફ લલચાયું, તેથી મેં મારા મિત્રમંડળને તેડવાસારૂ એક સિપાઇને મોકલ્યો, તે થોડી વારમાં મારા મિત્રમંડળને તેડી મારા મેહેલ આગળ આવ્યો એટલે હું દીવાનખાનામાં જઇ મારો પોશાક પેહેરી નિચે આવ્યો, અને મારા મિત્રમંડળની સાથે શેહેરના ચૌટા વચ્ચે જવાનો રસ્તો લીધો ને તેની તરફ તુરત ચાલ્યા, એટલે ચૌટામાં આવી પહોંચ્યાં ને ત્યાં એક પાનવાળાની દુકાનેથી મારા સિપાઇને પાનના ખીડાં કરાવવા મોકલ્યો, અને અમે સઘળા ત્યાં આગળ ઊભા રહ્યા. થોડીવાર ઉભા એટલામાં તો મારો સિપાઇ પાનનાં બીડાં લેઇ આવ્યો તે અમે દરેક જણે મુખમાં મેલ્યાં ને આગળ ચાલ પકડી. આગળ ચાલતાં ચાલતાં મારા સિપાઇએ મને શાંન કરી એકાંતમાં લેડી જઇ તેણે કહ્યું. મહારાજ આપણા શેહેરની પ્રખ્યાત ગુણકા જેનું નામ "મન મોહન મંજરી" છે તેને ત્યાં એક રૂપ ગુણથી ભરપુર. નવજોબનવાળી આશરે ૧૨ વર્ષની ઉમરની છોડી છે. તેના ઉપર આજે કોઈ હરામખોર માણસ જુલમ ગુજારવાને તે ગુણકાને પુષ્કળ ધન આપી તૈયાર થયો છે. માટે ત્યાં ઘણા લોકો ભેગા થયા છે. વાસ્તે આપણે પણ ચાલો તેની તરફ વળીએ. એવી રીતે વાત કરી રહ્યાબાદ મારા મિત્રો સાથે હું તે ગુણકાના મહેલ તરફ ચાલ્યો, ને થોડી વારમાં અમે ત્યાં જઇ પહોંચ્યાં. ત્યાં ગયાબાદ લોકોના મુખ વિ

વેચન સાંભળવા માટે અમારા કાનજીઆવાને અને ધ્યાનજી ચેલાને હુકમ કીધો.

**૧ લો માણસ**—ભાઇઓ જોયું! આ ગુણકા કેવી નિર્દય છે. આ બિચારી ગરીબ છોડીને કેટલું બધું નાહક દુઃખ દે છે. અરેરે!!! આ બિચારી અબળાની શીવલે થશે!!!

**૨ જો માણસ**—ભાઇ તેમાં કાંઇ આપણો ઉપાય નથી કારણ કે પુર્વ જન્મમાં કેવાંએ પાપ કર્યાં હશે, કે બિચારીના આવા હવાલ થાય છે. હશે ખેર ! જે ભાવીભાવ હશે તે બનશે. માટે આપણે ચાલો કારણ કે આ અબળાનું દુઃખ આપણાથી તો સહન થઇ શકતું નથી.

**૩ જો માણસ**— ભાઇઓ! પણ જ્યારે આપણે સઘળા ચાલ્યા જઇશું તો પછી આ ગરીબ અબળાની કોણ સંભાળ લેશે. માટે તમે સઘળા બેશો હું પોલીસને બોલાવી લાવું.

( એમ કહીને પોલીસને તેડવા જાય છે.)

**પોલીસ**— કયા હે, ઇધર કયા ગરબડ હે. તુમને ઇતને લોક કાયકું ઇધર ઠઠ કરતે હો. તુમ તુમારે રસ્તે ચલે જાઓ, ગાડી આઇગીતો કોઇકું લગેગા માટે તુમ તુમારે રસ્તે ચલે જાઓ.

એટલે એક વાણીઓ કહે છે:—

સપઇ સાબ અમે તે શી રીતે ઘેર જઈએ આ બચારી ગરીબ અબળાનું દુઃખ જોઇને અમારૂં તો શરીર કા

ટી જાય છે, માટે સાબ તમે કાંઇ કરી તે વિશેનું સમાધાન કરો, એટલે અમે અમારા ઘેર હેંડયાં જઇએ.

પોલીસ ગુણકાના ઘરમાં પ્રવેશ કરે છે. પણ ત્યાંતો ન મળે ગુણકા કે તેની છોડી કે ન મળે પેલો લુચ્ચો ચોર તેથી સૌ નિરાશ થઇ પોત પોતાના મુકામપર જવા મંડયા, એટલામાં પાછળથી આવતા મારા મિત્રમંડળે નિચે પ્રમાણે બોલ એક ખુણા તરફથી સાંભળ્યા;—

જો તું મને તે છોડી સોંપે તો તને આ દુઃખમાંથી મુકત કરાવુ, ને તને પુષ્કળ દોલત આપી પરદેશ નસાડી મુકું.

હા, હું તેમ કરવાને તૈયાર છું માટે જેમ તમારી મરજી હોય તેમ કરો, પણ મને આ દુઃખમાંથી બચાવો. કારણકે મારે દોલતની જરૂર નથી માટે તાકીદથી તેની યોજના કરવા મંડી જાઓ.

(આવા શબ્દો સાંભળતાંવાર તરતજ તેની તરફ દોડયા અને તે માણસોને પકડી પાડયાં. ને તેઓને સિપાઇને સ્વાધિન કરયા.)

પ્રિય વાંચનારા જ્યારે ત્રણે માણસોને પકડી રસ્તા ઉપર લાવ્યા ને તેમની તપાસ કરવા માંડી તો તેમાં હું પણ હતો. પ્રિય વાકચજનો તમને અચંબો લાગ્યા વગર રેહેશે નહીં, કારણ કે હું મારા મિત્ર મંડળીની સાથે હતો. પણ ભાઈઓ જ્યારે મને સિપાઇએ આ સર્વ હકીકત કહી સંભળાવી કે તુરત હું મારા મિત્રોથી જુદો પડયો હતો. ને ગુણકાના

મહેલની પાછલી બારીએથી તેના દિવાનખાનામાં પ્રવેશ કર્યો, ને ત્યાં જતાંવાર જે સખસ તે અબળાને દુઃખ દેતો હતો તે તે ત્યાંથી છુ પાંચ ગણી ગયો, અને મેં જઇ ગુણકાને સમજાવી તે કુંવરી મારા હસ્તક લેવાના યત્નો કર્યા, અને વાતચીત કરવા માંડી, એટલામાં હેઠળ ઉભેલા લોકોમાંથી પોલીસ પોલીસ, પોલીસ, એવો સ્વર સાંભળાયો કે તુરત પાછલી બારીએથી અમે ત્રણે જણા અગીઆરા ગણી ગયા, ને ખુણામાં વાત કરનાર પણ અમે ત્રણે હતા.

બાઇઓ પછીથી તો અમારૂં મામેરૂં વાજતે ગાજતે છેક માંડવે આવ્યું ત્યાં રાજાજી એક આશન બેઠા હતા ને સર્વે દરબાર ભરાઇ ગયું હતું ત્યાં છેક દરવાજામાં પગ મેલ્યો કે તુરત પાછળથી હુરરરે! હુરરરે! ના પોકાર કરી આખું દરબાર ગજવી મુકયું, દરબારમાં દાખલ થતાં વાર અમને રાજાની સમક્ષ ઉભા કરવામાં આવ્યાં, તેથી હું તો દીંગમુઢ સરખો બની ગયો, ને જ્યારે રાજાજીએ મને જોયો કે તુરત તેઓની આંખો લાલચોળ બની ગઇ, અને મને મારી નાંખવાનો હુકમ કરયો. આ હુકમ થતાં વાર મારાં તો હાંજાં નરમ ઘેંસ થઇ ગયાં ને તુરત મુર્છા ખાઇ નીચે પડયો. બાઈઓ જ્યારે મારી આવી દુઃખ દાયક ને ખેદકારક સ્થિતિ જોઇ તમામના દીલમાં દયા આવી ગઇ, ને તેમના અંતઃકરણ ભરાઇ આવ્યાં. તેથી તેમણે રાજાજીને ઘણી રીતે સમજાવ્યા અને તેમને આજીજી કરી ફાંસીના ગુન્હામાંથી

છોડાવી મને દેશવટો ભોગવવાનો હુકમ કર્યો. ને તુરત મ-
ને એક અઘોર જંગલી પશુ પક્ષીઓના વાસવાળા જંગલમાં
મુકી, તે માણસો ચાલતાં થયાં આવા અઘોર વનમાં હવે એ-
શી નિસાસા નાંખવાથી કાંઇ આપણું દુઃખઓછું થવાનો સંભવ
નથી, માટે આગળ જાઊં તો ઠીક એમ વિચારી આ અઘોર વન
પસાર કરતાં કરતાં એક કંચનપુરી નામે નગરીમાં આવ્યો,
ને તે નગરીમાં પ્રવેશ કરતાં પહેલાં એક સુંદર હીરા જડીત વીં
ટી મારી પાસે રહી ગઇ હતી તે વેચવાને એક ઝવેરી પા-
સે ગયે . ને તેને એ વીંટી દેખાડી ત્યારે તેને મને ૧૫૦૦)
રૂપીઆ રોકડાને એક રાજ્યવંશી પોશાક આપવાનું કહ્યું તે-
થી હું ઘણો ખુશી થયો, ને તેની પાસેથી રૂપીયા તથા રાજ
વંશી પોશાક લઇ ખુશી થતો થતો આગળ ચાલ્યો. ત્યાં એક
ઓટલાપર ઉભા ઉભા પેલો રાજ્યવંશી પોશાક પેહેરી લીધોને
જુનો એક ગરીબ ભીખારીને આપી દીધો. પોશાક ધારણ કરી
રહ્યા બાદ રૂપીયા લેઇ હું આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં એક
શુસોભિત, આકાશ સાથે વાતો કરતી, સુંદર આશમાની રંગથી
રંગેલી હવેલી તરફ મારી દ્રષ્ટી પડી. તે હવેલી નિહાળવા
માટે ઓટલા આગળ ઉભો રહયો. ને હવેલીની સર્વ શોભા
નિહાળતો હતો. એટલામાં ઝરૂખામાં એક નવજોબન સ્ત્રી
ઉભેલી મારી દ્રષ્ટીગોચર થઇ. ભાઇઓ તે આશરે ૧૪ વર્ષની
યુવાન સ્ત્રીને જોઇ મારૂ મન આશ્ચર્ય ચકિત બની ગયું ને વા
રંવાર તેના તરફ નિહાળ્યા કરયું. અહરયો જેમ હું મોહપા

સગાં સપડાયો હતો. તેમ તે સ્ત્રી પણ મને જોઇ નક્કી ક-
રયું કે ખરે આ કોઇ રાજવંસી પુત્ર છે. તેથી તેને મને ઇ-
સારત કરી ઉપર તેડાવ્યો ઉપર ગયા કે તુરત તેણીની મને
પોતાના ખાનગી દીવાનખાનામાં તેડી ગઇને ત્યાં જતાંવાર
એક ખુરસી મારે માટે ટેબલ આગળ મેલી તેની ઉપર હું
બેઠોને ત્યાં તેની જોડે કેટલીક વાતચીત કરી એટલે તુરત
તેને પોતાની દાસીને બોલાવી એક સુંદર ને સુગંધીદાર પુ
ષ્પોના હાર લાવવાનું ફરમાવ્યું થોડીવારમાં દાસી તે હાર
લેઇને આવી કે તુરત તેણીએ તે હાર મારા ગળામાં આરો-
પી દીધા ને તે નિચે પ્રમાણે બોલી:—

સ્વામિનાથ હું તમારી જોડે હવે મારૂં મન એકત્ર કરી
ને તમારી અર્ધાંગના થઇ ચુકી છું. માટે હવે આપ સુખેથી
અહીંઆ રહો ને સુખ ચેનમાં દિવસ ગુજારો કારણ કે
મારાં માત પીતા, આજ લાંબો વખત થયાં સ્વર્ગ વાસી થ-
યાં છે, માટે આજે સઘળું છે તે તમારૂં છે. એટલું કહી તે
ચુપ રહી આ સાંભળી મારૂં મન અત્યંત હરખાયું ને તેની
વાત મેં કબુલ રાખી તે દીવશે લગનવિધિ કરાવી દીધી ને
પછી સુખ શાંતીમાં દીવસ ગુજારવા માંડયા.

એમ કરતાં કરતાં કાળ પર્યંતે મારે એક પુત્ર થયો, ને
તેનું નામ શુંરો પાડયું. એક દીવશે મારા પુત્રને લેઇ વન લી
લા જોવાને નીકળ્યોને ત્યાર પછીની સર્વ હકીકત આપણી પ
રીને પુછી જુઓ:—

**રાજા૦**— અરે! આલગમીયાં, જાલમગીયાં, ફાંકડેમીયાં

માંકડે મીયાં, કોઇ હાજર હૈ કે ?

**માંકડે મીયાં**૦— સલામ માલેકમ, મેહેરબાન ખુદાવિંદ-આપકા કયા કામ હૈ નોકર હાજર હૈ.

**રાજા**— તુમ જલદીથી જાકે અપની પરીકુ બોલા લાવ.

**માંકડેમીયાં**૦— અચ્છા સાહેબ (એમ કહી જાય છે)-

(મીયાં પરીને બોલાવી આવે છે,)

**પરી**૦— માહારાજ આપકો અમલ પ્રતીદીન વધો, અને આપ સુજસ પામો. એવું કહી પોતે આગળ બોલી સાહેબ આપે જે કામ સારૂ બોલાવી હોય તે મને વિદિત કરો.

**રાજા**૦— હે પરી ! તને અહીં બોલાવવાનું કારણ માત્ર એટલુંજ કે આ "ગપ્પીદાસ" ને તું અહી ઉપાડી લાવી તે કેવી રીતે ને કયાંથી તે મને ટુંક વર્ણમાં જણાવી દે.

**પરી**૦— ખુદાવિંદ મહારાજા જયારે "મિ૦ ગપ્પીદાસ" પોતાના કુંવરને લેઇ ડુંગરી ઉપર બેઠા બેઠા વનલીલા જોતા હતા તે વખતે ત્યાં જઇ મેં તેમને કહયુ કે તમે ચાલો કારણ કે મારા રાજાજી તમને તેડાવે છે ત્યારે તેમણે આનાકાની કરી તેથી મેં ગુસ્સે થઇ એક દમ આકાશ તરફ મી૦ ગપ્પીદાસને ઉપાડી અહીઆં રજુ કરી દીધા ત્યાર પછીની સર્વે હકીકત આપ જાણો છો એમ કહી તે ચુપકીથી ઉભી રહી

આ રીતે રાજાના મનનું સમાધાન થયાપછી રાજાએ ગપ્પીદાસને પુછયું જે મી૦ "ગપ્પીદાસ" તમે કાંઇ ભણ્યા છો? ત્યારે મી૦ ગપ્પીદાસે કહયુ, સાહેબ હું દરેક ભાષાગાં સારી

રીતે પ્રવીણ છું, એમ કહી નીચે પ્રમાણે કવિત બોલ્યાઃ—

ગપીદાશ૦— [અંગ્રેજી રાગ.]

(આઈ વેરી ગુડ બેંગાલી બાબુ.)

સુણજો સજ્જન ધ્યાનજ દઇને,
આજ બતાવું મારૂં જ્ઞાન;
ઈંગ્લિસ પરચેન ભાષણ સુણતાં,
જાએ પંડીત કેરા પ્રાણ. —સુણજો સજ્જન
પાંચ ફરિકુલ બત્રીસ ભણ્યો છું;
હાઇસ્કુલતો એક હજ્જર;
બીએમેં હમ બાહુક બીન ઓર,
એમએડી મેં હુવા પાસ. સુણજો સજ્જન
બ્હેન આઇ લ્યાડ બીન બોમ્બે અંદર,
પરણ્યો નારી બીસ્તો એક;
છોટી બડીકું હમ ના દેખે,
એસા બડા સરદાર હું નેક. સુણજો સજ્જન
આસન કો જાણો ચોરાસી
હું જાણું છું પંચાસી
પાંચ વેદમાં હું છું પુરો,
જાણું અર્થ તણી રાસી સુણજો સજ્જન
ગાન તાનમાં કાબેલ હું ઓર,
ડેન્સીંગમેં ના રહે કચ્ચાસ;
ઉલટી સુલટી જીભ હલાવે
નામ પડયું મુજ ગપ્પીદાસ સુણજો સજ્જન

પ્રિય વાંચકજનો જ્યારે આ પ્રમાણે મી. "ગપ્પી દાસ" કવિત બોલ્યા કે તુરત એક આજાયબ જેવો ચમત્કાર બન્યો તે નીચે પ્રમાણે;—

જ્યારે મિ. "ગપ્પી દાસ" કવિતાની છેલી ટુંક બોલી નિચે બેઠા કે તુરત એક પવન વેગી માણુસ મોટા જુસ્સાથી પોતાનો મગજ ફેરવી, આખા રાજમંડળના લોકો તરફ જોઈ આશ્ચર્ય ચકિત બની બોલ્યો કે—હે. શેહજાદા તમે આવા હરામી માણુસના ભુલાવામાં કેમ ભુલો છો, તેનો ખરો વ્રતાંત હું સારો જાણું છુ. તે વિશે તમે ધયાન દઇ સાંભળો. હે મનુષ્યજાત! તમે કયા મોટા જંગલમાં ઉતરી પદયા છો. મી. "ગપ્પીદાસે" જે ૧૯૯૯૯૯ મણુની ૩૯ શેરની ને ૩ અધોળની જે ગપ્પ ઠોકી છે, તે સાંભળી મારે એક શેર અજમો પેટ પુંજાને માટે જોઇશે. માટે કોઇ લાવી આપો યાર!!! એમ કહી તે બોલ્યો મી. ગપ્પીદાશ એક કુંભારના પુત્ર છે તે. જાતે પ્રજાપત કેહેવાય, ને અહીંઆંનો એક તાડા પહોરની તોપ અડાવી પોતે પ્રજાપતિ બની ગયા તે પણુ તેમની એક જબરી ખુબી! બીજુ તેમને જે રાક્ષશ ઊપાડી ગયો, તેના બદલામાં માત્ર એટલુંજ તેઓ કાંઇ બણ્યા નહીં હતા, તેથી તેઓ કુંવારા રહ્યા, તેની જાગ્યાએ ગુણુકાની છોડીનો દાખલો અડાવી દીધો. આ પણ તેમની એક જબરી ડંગ!!! વળી જ્યારે તેમના પીતા મરી ગયા ત્યારે તેણે ગપીદાસને રૂ. ૧૫) અંકે પંદર આપી ગયા હતા, તે ઉપર તનમન તનગત થઇ ગયા, ને રોજ રૂપીઆ

ગુંજનમાં ધ્વાની આમ તેમ ફરતા હતા, ને રૂપીઆ ખખડાવ
તા હતા, તેથી તેમની આસપાસના કુંભારોનાં મન લલચા
યાં ને તેઓએ જાણ્યું કે ગપ્પીદાસ પાસે કાંઇ મુંડી હશે.
એવું ધારી એક આંખે બાંડી પગે લુલી, નાકે બુચ્ચી ને
હાથે ઠુંઠી એવી એક સુંદર મન મોહન કન્યાના પતિ કર્યા !!!
પછી જોઇલ્યો બાઇનાબાર !!! મી૦ ગપ્પીદાસનો ગીજાજ કી
હ્લીદાર થવા તરફ દોડગો. ત્યારે તેમના બાપ, પણ કાંઇ કમ
નહી હતાં તેઓ તો જાણે નવ જોબન વીચારવંતી રાણી હોય
ની, બોલીશ નહીં યાર !!! કારણકે જોડું બરોબર મળતુ આ
વું છે. તે જોડુ આપણને તો ઠીક મજાનું પડયું, પણ મી.
ગપ્પીદાસને તે વીચારવંતી નવજોબન સ્ત્રી પસંદ ન આવ્યા
થા તેઓ તો જંગલ તરફ વિદાય થયા ત્યાં તેમને આરા
મ લેવાની પણ મજા પડી; ને પુત્ર સાથે મનવેગી ગોળા ગ
બડાવવાની પણ મજા પડી

એટલું કહી તે પવને વેગી માણસ તુરત શેહેજાદાને સ
લામ કરી આકાશ તરફ રવાને થઇ ગયો અને તે પૈસાભાર
એવું પણ બોલી ગયો કે હું કોઇ વખતે તમને દરશન દ
ઇ જઇશ.

(બાઇઓ તે પવન વેગી માણસના ગપ્પા પછી શેહેજા
દાએ મી૦ ગપ્પીદાસના કરાર પ્રમાણે તેમને ફાંસી દેવા સારૂ
સિપાઇઓને હુકમ કર્યો.)

અરેરે આપણા મી૦ ગપ્પીદાસને પરલોક સીધાવવાનો
વખત આવ્યો. હશે ખેર કારણકે આગલના કવીઓ કહી ગ

યા છે કે "(જેવું કરે તેવું પામે અને વાવે તેવું લણે)" એ કહેવત આપણાથી કાંઇ જુદી પાડી શકાય નહી એમ કહી સૌ ચુપ થઇ ગયા.

સુજ્ઞ વાચકજનો રાજાએ શીપાઇઓને હુકમ કરયો. નેતેઓ મી. ગપ્પીદાસને ફાંસીએ ચડાવવા સારૂ લઇ જતા હતા તે વખત તે મી. ગપીદાસ સર્વ રાજ્ય મંડળમાં બીરાજેલા લોકોના સાંભળતાં નીચેનું કવીત બોલી ગયાઃ—

( રાગ ઓખા હરણનો. ]

સુણો દેશીઓ મારા ભ્રાત,
મુજ વીતગની કહું વાતઃ
જાત છુપાવવા બુટ પ્હેરી,
મોજા કોટથી બનિયો હું લ્હેરી. ૧
જુઠો ભભકો કદી નવ ધારો,
જેથી દુઃખ તણો નહીં આરો.
કર્યા કર્મથી ખમિયો હું તાપ,
વ્હેતું ના કરશો કદી આપ. ૨
જુઠી વાત જે બોલે બનાવી,
તેહને જાણવો નિશ્ચેજ નાવી;
જુઓ શ્વાન ભસે એક ધાર,
ખાય ઉપરથી બહુ માર. ૩
ગપ્પીદાસ ખરૂં મુજ નામ,
નામ તેવા કિધાં મેં કામ;

કરૂં પ્રસ્તાવો બહુ દુઃખ પામી,
રજા [illegible] હવે શીરનામી. ૪

કવીત બોલી રહ્યા બાદ મી. ગપ્પીદાસ ધરણી પર ઢળી પડયા અને તેમના મુખમાંથી અરેરે પ્રભુ!!! પ્રભુ! એવા કરૂણામય -હૃદય ભેદક શબ્દ નીકળવા માંડયા. પણ હેહેજાદા તો તેથી અત્યંત ગુસ્સે થયા અને, સીપાઇઓને સખત હુકમ કર્યો કે તમે તેને તાકીદથી મારી દૃષ્ટીથી અને આ દુનીયામાંથી પણ દુર કરો, આવા રાજાના ક્રોધા યુક્ત શબ્દો સાંભલી સીપાઇઓ તરત મી૦ ગપ્પીદાસને ફાંસી દેવાના ઠેહેઠાણ પર લઈ ગયા ને ત્યાં તેમને ફાંસી દેવાને તૈયાર થઈ રહેલા ચંડાલોને સ્વાધીન કરી સીપાઇઓના ગયા બાદ મી. ગપ્પીદાસને ચંડાલો ફાંસીએ લટકાવવા જાયછે; એટલામાં ભયાનક શબ્દોના અવાજો સંભલાયા તેથી ચંડાલો ગુસ્સે થઇ. મી ગપ્પીદાસને ફાંસીએ ચઢાવી તેમનો પ્રાણ પરલોક મોકલાવી દીધો.

પછી મી૦ ગપ્પીદાસના મુદડાને સ્મશાન ભુમિઉપર લઈ જઇ. અગ્નીદાહ કરયો અગ્નીદાહ કરી રહયા બાદ તેઓ ત્યાં જળ સ્નાન કરી પાછા ઘર તરફ આવતા હતા એટલામાં રસ્તામાં તેમણે ચાર જોરાવર સિપાઇઓ મળ્યા- તે સિપાઇઓએ પેલા ચંડાળોને ખુબ કુંદીપાકને મેથીપાક જમાડયો પછી તેઓના હાથે સખત રીતે બાંધી લીધા:—

**સમાપ્ત**